૧૧૦૮ L.T. ૧૮૬ ~

# રાજ-બીજ

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બાપુલાલ બી. નાયક.**

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.

ભારતભુવન થીએટર—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી—પ્રત પાંચ હજાર.



સંવત્ ૧૯૭૮. સને ૧૯૨૨.

ધી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ચીમનલાલ, ગોકળદાસે છાપી.
ઘીકાંટા જેશીંગભાઇની વાડીમાં. અમદાવાદ.

મૂલ્ય ૪ આના.

# નાટકનાં પાત્રો.

વીરસિંહ............કલ્યાણીનો રાજા.

રાજ / બીજ ............તેના છોકરા.

મુબારક............એક સીદી, વીરસિંહનો નોકર

ચાંદ...................તેનો દીકરો.

સેનાપતિ / પ્રધાન ..........વીરસિંહના.

જાલમ.................વીરસિંહનો જુનો નોકર તથા પાછળથી યોગી.

પ્રતાપ.................પાટણનો રાજા.

જયસિંહ.............કનોજનો પાટવી કુમાર

અમીર.................જયસિંહનો.

ભીંખો..................એક ખેડુત.

લક્ષ્મી.................રાજ—બીજની મા.

મોહના...............રાજ—બીજની ઓરમાન મા.

વિમળા...............પ્રતાપની સ્ત્રી.

રમા...................પ્રતાપની પુત્રી

છોકરાઓ, દાસીઓ, વારાંગનાઓ, સિપાહીઓ શિષ્યો, વગેરે.

# રાજ-બીજ.

## નાટકનો ટુંક સાર.

કલ્યાણીનો ભોળા અને દયાર્દ્ર દિલનો પણ વહેમી રાજા વીરસિંહ ચાલતા આવેલા રીવાજ પ્રમાણે બે સ્ત્રીઓ પરણ્યો હતો શોકયની સ્વાભાવિક ઇર્ષ્યાને લીધે નવી રાણી મોહના વીરસિંહને લગભગ પોતાનેજ વશ રાખી મુખ્ય રાણી લક્ષ્મી પાસે જવા ન દેતી. દૈવયોગે આવીજ અવસ્થામાં લક્ષ્મીબાઇ ભયંકર રોગને આધીન થઈ અને પોતાના પતિની આ પ્રમાણેની અપ્રીતિ જોઈ પોતાના બે બાળક રાજ અને બીજ માટે ચિંતા કરવા માંડી. માના મરણ કાળે પણ પિતાનાં દર્શન થવા અસંભવિત લાગવાથી બિચારાં બાળક પરમેશ્વર પ્રાર્થના કરતાં માતાની સ્વસ્થતા માગવા લાગ્યાં. દયાર્દ્ર હૃદયનો ડાકટર અંતે વીરસિંહને રાણીની છેવટની પથારીએ લઇ આવી શકયો. વીરસિંહ પોતાની ભૂલ માટે ઘણુંજ પસ્તાયા. સંસાર છોડી જતી પ્રિયાને રાજ અને બીજ વિષેની ચિંતા ન કરવા ભલામણ આપી. પતિનું આ વચન સાંભળી દુઃખી થતી પ્રિયા સંતોષ પામી તેજ પળે પોતાનાં બે બાળકોને ખોળામાંજ રડતાં મુકી પરલોક પામી.

મોહના સ્વાભાવિક રીતે રાજ અને બીજ તરફ દ્વેષથી જોતી હતી. પોતાને સંતાન ન હોવાથી તે મેળવવા હજારો પ્રયત્ન કરતી, તેને વીરસિંહ તરફ આગળથીજ દ્વેષ રાખનાર કોઇ રજપુત યોગીના વેષમાં મળી આવ્યો. આ પ્રપંચી અને વિષયી યોગીએ પોતાનાં માણસો પ્રથમથીજ રાજ્યમાં દાખલ કરવા માંડ્યા હતાં અને તેથી આ વખતે સૈન્યનો મુખ્ય અધિકાર તથા રાજ્યના કેટલાક અમલદારો તેના હાથમાં હતાં. ગરજાઉ મોહના તેના પ્રપંચને ન ઓળખી વહેમી સ્ત્રીઓની માફક તેને આધીન થઇ ગઇ, યોગીએ પોતાનું કામ પાર પાડવા ચતુર અને હમણાં રાજ્ય ખટપટમાં ધ્યાન દેવા માંડેલા રાજને વચમાંથી ખસેડવાની યુક્તિ કરવા માંડી. મોહનાને પણ આ યુક્તિ અનુકૂળ આવી, પણ મુખ્ય-

રક નામનો એક હુંશિયાર અને નિમકહલાલ માણસ જેને મોહનાએ યોગી સાથેના સંદેશા લાવ લઈ જા કરવા રોકયો હતો તેને આ બાબત વહેમ પડતાં તેણે રાજાને સર્વ વિગતથી વાકેફ કર્યો.

યોગીએ જે ઢોંગ માંડયો હતો તથા દરબારમાં રહેલા તેના માણસોએ તેને જે ઉચ્ચ સ્થિતિએ રાજા આગળ મૂકી દીધો હતો તેથી વહેમી વીરસિંહ પણ અંજાઇ ગયો હતો અને યોગી કોઇ પરમેશ્વરનો અવતાર છે એમ માનતો, તેનાથી અતિશય બ્હીતો હતો. આ બાબતનો લાભ લઈ યોગીએ મોહના સાથે મળી પોતાની છબી ઉપર અનેક અપશબ્દ લખી રાજાના કબાટમાં મૂકવા મોકલી આપી; આ પછી રાજા તેને મળતાં પોતાની છબી ચોરાવા વિષે તેને કહી મોહનાએ અને તેણે એવું વચન રાજા પાસેથી લીધું કે આ છબીનો ચોર પકડતાં તેને ઠાર મારવો. બ્હીકણ રાજાએ યોગીના કોપથી ડરી આ પ્રમાણે કરવા કબુલ કર્યું. મુબારક તરફથી ખબર મેળવી રાજ આ વખતે યોગીનાં કાવતરાં પકડવામાં ગુંથાયો હતો. દુષ્ટ મોહનાએ પોતાની શોકયના કેટલાક દાગીના તથા તેની છબી યોગીને આપી હતી તે લઈ યોગી પોતાના માણસ સેનાપતિ સાથે છૂપી રીતે મસલત કરવા ગયો. આ સ્થળે રાજ આવી પહોંચ્યો, માતાનાં ઘરેણાં અને છબી જોતાંજ તેનુ હૈયું હાથ ન રહ્યું. તેણે પોતાના માણસોની મદદથી યોગીને પકડયો અને સેનાપતિને બેભાન કર્યો, પણ માણસને સોંપી પાછાં ફરતાં યોગી છુટી ગયો અને સેનાપતિ જે મુવેલો સમજાયો હતો તેને મળી લશ્કર પોતાને સ્વાધીન લીધું.

રાજના કબાટમાં યોગીની છબી તથા લક્ષ્મીનાં ઘરેણાં છે એવી બાતમી વીરસિંહને મોહનાની દાસીએ આપી. મોહનાએ રાજ અને બીજા સામે રાજાને ઉશ્કેર્યો વીરસિંહે તેમને છબી વિષેનું પુછ્યું પણ તે વિષે પોતે કંઇ જાણતા નથી એમ કહ્યું. સાવકી માએ આ ન માનવા ભંભેરાયેલા પતિને વધારે ભભેર્યો, બળતામાં ઘી હોમવા રાજે આણેલાં ઘરેણાં ચોરવાનું તહોમત પણ સાવકી માએ રાજ ઉપરજ મૂકયું. બીચારા રાજે ખરી બીના જાહેર કરી પોતાના પિતાને ઠેકાણે લાવવા ઘણી તજવીજ કરી પણ સર્વ

ફેકટ ગઇ. બહારથી દયા બતાવતી પણ અંદર ખાનેથી દ્વેષથી મારી નંખાવવા તજવીજ કરતી રાણી રાજાને સમજાવવા લાગી કે જો એ બે બાળકને મારી નાંખવામાં નહિ આવે તો યોગી રાજ્યનુ કોણ જાણે શું કરી નાંખશે. આવી બ્હીક છતાં પણ ભોળવાયેલા વીરસિંહની છાતી પોતાનાં બાળકોને મારવાને ચાલી નહિ. તેણે પોતાનું પીગળી જતું અંતઃકરણ કઠિણ કરી તેમને જન્મ પર્યંત દેશનિકાલ કર્યા. રાજ અને બાળક બીજ રોતા કકળતા પિતા તથા સાવકી માતાને કરગરતા પણ દયાનો જરા પણ અંશ જોવા પામ્યા નહિ, અને રાજપાટ, ઘરબાર, વ્હાલા પિતાને મૂકી મરેલી માતાને સંભારતા પોતાની જન્મભૂમિમાંથી ચાલી નીકળ્યા. આજ પળે યોગી, સેનાપતિ તથા લશ્કર સાથે ત્યાં આવી પહોંચ્યો અને રાજા અને રાણીને કેદ કર્યા.

## અંક ૨ જો.

વનમાં એકલાં પડેલાં રાજ અને બીજ ભૂખ્યા તરસ્યા તરફડતા આગળ ચાલવા માંડયા. તરશથી દુઃખી થતા બીજને મૂર્છા આવી. રાજ તેને માટે પાણીની શોધ કરવા તેને ત્યાંજ મૂકી ગયો પાછળથી સાવધ થતાં ભાઇને ન દેખી તથા દૂર ઝાંઝવાના પાણીથી ઠગાઇ બીચારો બાળક તે તરફ દોડયો. અંતે એક કુવો જણાયો પાણી ઉપરજ હતું નમીને પીવા જતાં મંદભાગ્યે અંદર જઇ પડયો કોઇ ભલા પણ કઠોર—હૃદયના એકુતે તેને બહાર કહાડયો અને પોતાને ત્યાં રાખ્યો.

રાજ્યના નિમકહલાલ નોકર મુબારકે રાજા રાણીને છોડાવવાની તજવીજ કરવા માંડી. પ્રથમ તો તે રાણીને છુપી રીતે છોડવી શકયો, તેને જંગલમાં મૂકી પાછો ફરવાનું કરતો હતો તેટલામાં વીરસિંહનો નિમકહલાલ પ્રધાન પણ મળ્યો. તેણે યોગી સામે થવા એક લશ્કર એકઠું કરવા માંડયું હતું ત્યાં રાજા રાણીને લાવવા મુબારકે સૂચવ્યું.

પાણી લાવી ભાઇને ન જોઇ નિરાશ થએલો રાજ તેની

શોધમાં ફરતો હતો. તેટલામાં ત્યાંથી જતી એક પાલખી ઉપર હુમલો કરતા લુંટારાને તેણે જોયા, રાજ બહાદુરીથી વચમાં પડયો લુંટારાને નસાડી પાલખી તરફ પાછા ફરતાં અંદરથી પાટણના રાજાની કુંવરી રમાએ આ કૃત્ય માટે તેનો ઉપકાર માની પોતાના પિતાના ગામ આવવા વિનંતી કરી અને રાજ તેમની સાથે ગયો પરસ્પરની પ્રીતિ દિવસે દિવસે વધતી ગઇ તેથી રાજે ભાઇને શોધવા નીકળવાની રજા માગવા છતાં રમાએ પોતાનું અંતઃકરણ તેને સોંપી થોડો વખત ત્યાં રહેવાની વિનંતી કરી.

જંગલમાં એકલી પડેલી મોહના ગમે તેમ રસ્તો કાપતાં જે ઠેકાણે બીજ રાત દિવસ પોતાને બચાવનાર ખેડુતની ચાકરી કરતો હતો ત્યાં આવી પહોંચી; ખેડુતે દુષ્ટ દૃષ્ટિથી તેને પોતાના ઘરમાં રાખી, બીજ જે હમેશના જુલમથી હવે કાયર થઇ ગયો હતો. તેણે પોતાની સાવકી માને ઓળખી અને એ દુઃખી અવસ્થામા છે માટે મારે એને મદદ કરવી એવા વિચારથી લાગ જોઇ પહેલાં માતાને નસાડી પછી પોતે નાઠો. કઠિણ હૃદયની મા હાથમાં આવેલા બાળક બીજને સંતોષથી જોઇ શકી નહિ. બીજ બીચારો મા ઉપર વિશ્વાસ મુકી એક ઠેકાણે નિશ્ચિંતપણે સુતો હતો તે વખતે સાવકી માના જુના વિચાર મગજમાં ઉભરાઇ આવ્યા અને ક્રૂર હૃદયની બાજને મારી નાંખવા તૈયાર થઈ, ખંજર લીધુ, બીજ ભડકી ઉઠયો, માને કરગરવા માંડયો, પણ પત્થરની છાતી પીગળી નહિ. ખંજર અને બીજનાં શરીરને માત્ર એક તસુનું છેટું રહ્યું તે વખતે એક ઝેરી સાપ દુષ્ટ કામ કરતી રાણીને ડંખ્યો. ખંજર પડી ગયું, રાણી તમ્મર ખાઇ નીચે પડી, પોતાનો અંત આવેલ જાણી કીધેલાં પાપો સંભારતી બીજ પાસે માફ માગવા લાગી. બીજે તેને સર્વ માફ કર્યું અને સર્પનું ઝેર ઉતારનાર કોઇને શોધવા નીકળી પડયો. અહીં પાછળથી કોઈ દયાળુ ખેડુત મોહનાને પીડાતી જોઈ પોતાને ઘેર લઇ ગયો.



## અંક ૩ જો.

માતાને કરડેલા સાપનું ઝેર ઉતારવા માટે કોઇને શોધવા નીકળેલો બીજ રખડતાં પોતાના નિમકહલાલ પ્રધાનને અનાયાસે મળ્યો પાછો એજ જગ્યાએ આવતાં માતા દેખાઇ નહિ. વાત કરતાં પ્રધાને તેને ધીરજ આપી, પોતે જમા કીધેલું લશ્કર બતાવી ખોવાએલાં રાજ તરફ તેનું મન લગાડયું.

મુબારક વીરસિંહને ધાર્યા પ્રમાણે કેદમાંથી છોડવી શકયો નહિ, પણ એક દિવસે એમ કરવા જતાં જાલમ તેનો વિચાર જાણી ગયો અને જે વખતે મુબારકે કેદખાનાની સાંકળ ઉઘાડી રાજાને છોડવાનું કર્યું, તેજ વખતે યોગી તેની ઉપર ધસ્યો. મુબારક નાઠો યોગી પાછળ ગયો; આ તકનો લાભ લઈ વીરસીંહ કેદખાનામાંથી નીકળી ગયો.

મોહનાને જે ખેડુત ઝેર ઉતારવા પોતાને ત્યાં લઇ ગયો હતો તેણે તે સાજી થયા પછી તેને ઘરમાંથી કહાડી મૂકી. પોતાના પાપથી પસ્તાયેલી ગાંડી જેવી થયલી મોહના જંગલમાં ભૂખમરાથી પીડાતી અને પોતાને ધિક્કારતી આપઘાત કરતી હતી તેને કેદખાનામાંથી નાઠેલો વીરસિંહ અનાયાસે મળ્યો. પરસ્પર ઓળખાણ થતાં મોહના પતિની માફ માગતી અને રાજ—બીજને સંભારતી રડવા માંડી, તેટલામાં વિરસિંહની પાછળ પડેલા માણસોએ તે બેને પકડી જાલમ આગળ હાજર કર્યાં. જાલમે મોહનાને પોતાને તાબે થવા કહ્યું, મોહનાએ માન્યું નહિ, એટલે તેના પતિ અને તેની ઉપર જુલમ ગુજારવા માંડયો. પણ તે અચળજ રહી ત્યારે વીરસિંહને તેની નજર આગળજ મારી નાખવા નક્કી કરી તેણે મોહનાને વધારે રીબાવવા માંડી.

આ ખબર મુબારકને પડતાંજ તે પોતાના છોકરાને પ્રધાનની છાવણી તરફ મોકલી પોતે પોતાને મળેલી કંઇક બાતમી પ્રમાણે રાજને શોધવા નીકળી પડયો.

રાજના પ્રેમમાં સપડાયેલી રમા રાજ રાજ કર્યા કરતી હતી. તેની માતા તેને કોઇ કુળવાન પણ મૂર્ખ વર સાથે વરાવવા ઇચ્છતી

હતી પણ તેના પિતાએ એ વરની નિર્દોષતાની સાબીતી બતાવી રાજને પોતાના જમાઇ તરીકે પસંદ કરી પોતાની પાસે બોલાવ્યો. રાજ આવી હજી તો રમાનાં માતા પિતા તથા રમાને મળે છે. તેટલામાં મુબારકે આવી તેને સર્વ ખબર આપ્યા. રાજે એકદમ જવાની રજા માગી, તેજ વખતે રમાના પિતાએ પોતાની પુત્રીનું તેની સાથે લગ્ન કરી પોતાનું રાજ્ય તેને આપી લશ્કર સાથે જવા રજા આપી, રાજ અને રમા આ પ્રમાણે ત્યાંથી નીકળ્યાં.

જાલમની કચેરીમા વીરસિંહને મારવા માટે તૈયારી કરી ફરી એકવાર જાલમે નીચ પ્રકારનો જૂલમ મોહના ઉપર કરવા માડયો હજી મોહનાએ માન્યું નહિ. જાલમનાજ સેનાપતિથી જાલમનો રાણી ઉપરનો જૂલમ જોઇ શકાયો નહિ, તેને કહ્યું કાંતો બન્નેને મારી નાંખો અથવા તો છોડી મૂકો. જાલમની એક પણ ઇચ્છા પુરી ન થવાથી અંતે તે બન્નેને મારી નાખવા જેવો હુકમ કરે છે તેજ પળે એક તરફથી રાજ અને બીજી તરફથી બીજે આવી મારનાર માણસોને ઘાયલ કરી જાલમને કેદ પકડયો. રાજા-રાણી આશ્ચર્ય પામ્યાં રાજ-બીજ મળ્યા. જાલમના મુગટ વીરસિંહને પહેરાવવાનાં તેને પોતે યોગ્ય નથી એમ જણાવી રાજને આપ્યો, પણ રાજે પોતાને એક રાજ્ય મળેલું હોવાથી નાનાભાઇ બીજને મુકુટ પહેરાવ્યો આ પ્રમાણે રાજના લગ્નની વાત જણાતા મોહનાની ઇચ્છાથી રમા ત્યાં આવી પહોંચી વહુ સાસુ સસરાને નમી દીયર ભોજાઇ આનંદથી મળ્યાં. પાપી જાલમને અને સેનાપતિને ગરદન મારવામા આવ્યાં.



# રાજ-બીજ

## નાટકનાં ગાયનો.

### મંગળાચરણ.

અપ્સરા—જય જય જશ તુજ જય પ્રભુ ગતિ અકલ તારી,
દુઃખહર સુખકર મનહર હે ભારી—જય૦
અન્યાયીનો, ને ન્યાયીનો, ગતિ અતિ વારી,
અબળતણો તું છે સકળ વણો તું છે:
દાતા શાતા થાતા ચિંતા હારી.
કો શાંતિકર નવ તુજ સમ હર,
કે ભ્રાંતિહર સહુ શુભ કર ધર.
કે દેતા નવર હરિ દઇ સુખ સર
કે રહેતા ઘર પ્રીતિને પળદળ,
કે પહાડ સૂપર કર સરખી નજર,
કે ગાઢ તિમિર સમકર સહુ પર,
કે સર્વે મહીં વણું જગ જળ ભર,
કે કરવે ન નિર્ભયજ વગર. —જય૦

૨

રાજ—સુખકારી કરો કબુલ અરજ મારી,
સેવક બાળક ભારી દુઃખમાં પડયો વિચારી:
સાહ્ય કરો મુરારિ સંકટ નિવારી— કરો૦
માનું મારી દરદ વિદારી, તબિયત સારી કર દુઃખહારી;
ગુણકારી કરી સેવા સારી, પ્રીતિ ધારી પ્રભુ મેં છે તારી;
માગું દેવા ફરી ફરીને દુઃખ હરીને સુખ કરીને ક્યા
ધરાને પ્યારી—કરો૦

૩

મોહના—રંગીલી રસીલી છબીલી જે નાર, એનો શુભ અવતાર;—રંગી૦
નર તમામ વણ મૂલતણા સેવક ધાર.— રંગી૦
ચકોર અને ચપળ નાજનખરાનું બળ,
મધુર વાણી મન ભાવે લલચાવે ને ફસાવે;
નર ચતુરને પણ અપાર કરીને ખુવાર. રંગી૦

૪

વીરસિંહ—ના છબી તારી વિસરૂં પ્યારી,—
દુઃખે રીબાઉં વ્હાલી મારી. ના૦
સરળ મતિ તુજ સુખદ રીતી તુજ,
દુઃખ દઇ તેમ છતાં મેં વિસારી.— ના૦

૫

બીજ—કેમ કરૂં ક્યાં હું ઠરૂં જઇ ?
મન મારૂં બહુ અકળાય દુઃખી થાય હાય ! — કેમ૦
હાય કઠોર થઇ મા પ્યારી ચાલી ગઇ ન દયા દિલ ધારી,
જઊં ક્યાં હું રહું ક્યાં હું સુખથી ! હાય ! હાય ! હાય ! —કેમ૦

૬

ચાંદ—મ્હેતાજીકા કાન પકડકર થપ્પડજડ ભાગ આતે હમ;
ઓર ગરદનમેં રસી ડાલકર બંદરસા નચવાતે હમ.—મ્હેતા૦
જીન બાંધ કમ્મરપર ચઢકર ઘોડાસા દુડવાતે હમ,
ફુલા હય જો હાથી જેસા મેડકસા કુદવાતે હમ.
ક્યું કયસે હમ હુંશીયાર, સચ કહે તુમ અય સરદાર ?
હમ સબસેં હય અઇયાર, ચલો ખેલે હો તૈયાર.— મ્હેતા૦

૭

રાજ—બીજ—દિલ રાક્ષસ જેવું ધાર્યું, નિર્દય થાતાં ન વિચાર્યું.
લલચાયું જીગર તમારૂં, પીવાને લોહી અમારૂં !
મોહના—સારૂં ! સારૂં ! સારૂં !

૮૭૨૬૪



રાજ—બીજ—દુશ્મનાં જેવા અમને ધારી, એકલડા એ બાળ વિચારી,
કલંકની પણ બ્હીક વિસારી, લેવા વૈર કરી તૈયારી;
સાર ન લેશે કોઇ અમારી, જાણી માનની ધરી ખુમારી,
અર્ધાં ભૂખે તરસે મારી, અપમાને દિલ આગ વધારી.
કઠોર નીચ વચન ઉચ્ચારી, માર્યાં જખમ છાતીમાં કારી,
મીઠી મીઠી વાતો પ્યારી, કરી કરી દિલમાંહી ઉતારી;
પિતાજીને ભંભેરી ભારી, થયાં અમારાં જીવિત હારી,
જોઇ અદેખી ચાલ નઠારી, લાજી મરે છે બીજી નારી.



૮

મોહના—છોડું કેમ તોડું તેને મારૂં આજે ઠાર હું;
બતાવું હવે શું એને પ્યાર હું, પ્યાર હું, પ્યાર હું, પ્યાર હું ?—છોડું૦
દયા શીદ રાખું ચિત્તે હવે તે લગાર હું?
ભગાયો હવે છે પૂરો, ખાર ખાર ખાર ખાર ખાર ખાર ખાર:
વેર લઉં મારૂં પૂરૂં રાખું ન જરી અધુરૂં,
મારૂં રીબાવી રીબાવી અપાર હું, અપાર હું, અપાર હું:— છોડું૦



૯

ચાંદ—હું શિકારમેં હુંશિયાર કરદું પાર ચક્ષીકો,
નહિ પાયા કોઇ શીકાર મારૂં ઠાર બિલ્લીકો,
ઉંદર અઓર છછુંદર હમ ઢુંઢે ફિરતે હય હરદમ,
મુર્ગી મખ્ખી ચાહે મન પકડે હમ હય નહિ કુછ કમ.
હમ શીકાર અએસે કરતે, અઓર પેટ મઝેસે ભરતે.
ફિરતે ફિરતે ના ડરતે કીસ્સે, હો જો બડા આદમ હુંશીયાર.



૧૦

મુબારક—કચ્ચા ખાઉં તો હો નામ, યુ હય તુજપર નાકામ,
હમ નહિ બને હરગીજ નિમકહરામ;
હમ કાલે કાલે સીદી, હમ ભોલે ભાલે સીદી;
માલિકસે રહેના નિમક—હલાલ હય કામ.
સીદીભાઇ સીદીભાઇ

હમ જી જાવે પર કરે નહી બદકામ;
તોડું તુમકો, ફોડું તુમકો;
દિખલાદું તુમકો બદકા બદ અન્જામ. કચ્ચા.



## ૧૧

મોહના દાસીઓ — જય યોગીરાજ ઇશનું સ્વરૂપ આપ છો,
સદા પ્રતાપી દિવ્ય દેવતા અમાપ છો.
અમે કરીએ વિનતિ તમારી, ઉર ધારી પ્રીતિ ભારી,
કરો નજર દયાની સારી, થાય જય જય જય જય જય.
મોહના—હરો પાપ દુઃખ સુખ આપી આજ,
સુણો વિનતિ અમારી હે કૃપાળુ યોગીરાજ. —જય.



## ૧૨

જાલમસિંહ—રસીલી છબ ન્યારી કયા ખુબ બની હય પ્યારી
બ્રહ્માને હય બનાઇ તુજે વો દેખે અગર એક બારી.
તો વો ભૂલે સબ કામ સૃષ્ટિ રચનેકા તમામ,
જાને અનંગ ભી બલિહારી. — રસીલી૦
ચંદ્ર સૂર્ય ભી લજ્જીત હોવે સૂરત દેખ તિહારી,
જીસસે મારે નેન બાન વાકી જાવે સુધ સાન;
હય ભર જોબન મતવારી ! —રસીલી૦



## ૧૩

વીર—જીવથી મારૂં, સહવાર પ્હેલાં બહુ રીબાવી તેને પણ હું
લઉં છું.—જીવ૦

કરી મારૂં અપમાન છબી ચોરી જે નાદાન,
એ પાપી કેરૂં ગુમાન આજ પૂરૂં ઉતારૂં. પણ હું૦
મુજથીએ ન લગાર, બ્હીનો જરી એ ગમાર,
કરતાં હવે હું ઠાર જરી દયા શું ધારૂં ? પણ હું૦



## ૧૪

**જાલમ**—ધરી રાજ્યતણો શિરતાજ, બની મહારાજતણા
અધિરાજ ખુશી થઈ ફરશું,
મળ્યો સકળ સુખનો સાજ, સફળ સહુ કાજ થશે મુજ આજ
ચમન ખુબ કરશું ! —ધરી૦
કરૂં મોહનાને પ્યારી મારી, જેના જેવી મળે ન બીજી નારી:
મુજ માટે પ્રભુએ વિચારી, જાણે સ્વર્ગથી રંભા ઉતારી !
મળ્યું અમલ્ય રતન, કરૂં જીવથી જતન,
સોંપી તન મન ધન, રહું પ્રેમમાં મગન,
થઈ નવીન નવીન રસ રંગમહીં લીન;
જેમ જળ વિષે મીન, તેમ દિન પ્રતિદિન રહું પ્રિયા પ્રેમ
રસમાંજ. —ધરી૦



## ૧૫

**રાજ**—તું વહી કાં ગઈ, લૈ લગનને ? માં—તિ—મા—રી.— તું૦
સંભાળે તાતના, કે નવી માતના, માયાની વાતના પ્રીતિની જતનના,
ભાઈ મારો, પ્રાણ પ્યારો, દુઃખે રડે, તરફડે,
ફરૂં શું હું ઠરૂં શું હું કરૂં શું હું મરૂં શું હું.
રખડતા, રવડતા, દુઃખી થતા, પુત્ર જતાં:
મા—તા—આ—ના ગ.



## ૧૬

**જાલમ**—ગણું છે મને ને ખરો પ્રાણ પ્યારો,
જણાવી શંકા ના શરમથી વિચારો. — ગણું૦
કરૂં એક વેળા ચમન એની સાથે;
બતાવી શકું તો પછી દાબ સારો. — ગણું૦
મરાવી ધણી એહનો એને હાથે;
પિયુ હું રસીલી પ્રિયાનો થનારો. — ગણું૦



૧૭

સેનાપતિ—મન મોહન મૂર્ત્તિ મધુરી ! - મન.
હસંતી ધસંતી, રીઝાવે, લોભાવે,
આંખ ચળકે, દર પલકે મુખ મલકે,
કાંતિ ઝળકે, લટ ઢળકે છુટી વિખરી — મો૦
શોભે શી આ, વાંકી! ભમર કમાન જેવા!
હસી ધીરે જોડે, નેત્ર બાણુ છોડે માનને મરોડે,
સૌનો ગર્વ તોડે.—હસંતી૦

—⁂—

૧૮

રાજ—ધિઃક્કાર છે તને નીચ પાપી બેશરમ.
આ કર્મ કરે છોડીને ધર્મ ન નરમ બની.
માફ કેમ કરશે તે પ્રભુજી પરમ ? — ધિ૦
હજારો લાચારને ફસાવે તું ગમાર,
કરી ઢોંગ વારંવાર દીલે દયા ન લગાર,
તું વિના વિચાર, પીડે નિરાધાર,
કરે નહીં ઠાર કેમ હું આવાર ?
જાણે છોડું શું તું હું ?
જા દૂર થા દૂર થૂ થૂ થૂ જા દૂર થા દૂર—થૂ—થૂ—થૂ—ધિ૦

—⁂—

## અંક ૨ જો.

૧૯

રાજ—ધાર ધીરજ ભાઇ પ્યારા આમ દીલગીર તું ન થા,
દુઃખ આવે તે સહેવું શોક ના કરવો વૃથા—ધાર૦
દુઃખ સુખના ચક્રમાં જન સર્વ નક્કી ફસાય છે,
મોટા સમર્થ રીબાય છે ત્યાં આપણી કહે શી કથા ?—ધાર૦
જાશે વહી દિન આ દુઃખોના ને થશું સુખીઆ ફરી,
તેથી થઇને શાંત કર દૂર દિલની સઘળી વ્યથા— ધાર૦

—⁂—

२०

રાજા—નજર કેમ પ્રભુ કરડી કરી ?
નહિ દયા દિલમાંહી જરી ધરી;
દુખ દીધું હજી ઓછું હશે હરિ;
વધુ પીડે અમને ફરીને ફરી.

---

૨૧

બીજ—હાય થરથર તન મુજ થાય,
પડયો એકલો ઘોર વનવિષે, બ્હીકથી ધીર ન ધરાય હાય!—હાય૦
ઘાટાં તરૂવર જંગલ અંદર, રચના સુંદર ખૂબ જણાય,
કરે જનાવર નાદ ભયંકર, તે સુણી થરથર કંપે કાય.
શાંત ન અંતર સુખ નિરંતર મુજ સદંતર ગયું જણાય:
તાપથી જીવ આ બહુ અકળાય.— હાય૦

---

૨૨

હીરા—આહ ! મઝા મઝા આ વગડામાં સે વાહ ! વાહ ! વાહ !!
વાહ ! વાહ ! વાહ ! વાહ ! વાહ ! વાહ ! — આહા૦
નકલી બોલે સક સક સક, લક્કડ ખોદકે ટક ટક ટક
પોપટ બોલે શીટ શીટ, કોયલ બોલે કુઉ કુઉ,
કાગડા બોલે કાકાકા, કે' ઉડીને ખેતર જા.
તમરાં બોલે ચુંચું, ભમરો બોલે ગુગું,
કુકડો બોલે કુકરેકુક, વાંદરો બોલે હુક હુક,
કુતરો ભહતો ભહભહભહ, શીયાળવું રૂવે હુંવા હુંવા.
કૈક બોલે બોલી મીઠી, કૈકની ન હારી દીઠી,
કૈક બૂમો પાડે ઝાઝી, કૈક કૂદી થાય રાજી,
કૈક દોડે રાખી રીહ, કુક ભાગે પાડી સીહ:
નાસવું કુદવું ખુંદવું સૌ ગમે;
જોઇને જોઇને મોઝને હૌ રમે.
ઝાડવાની ઝાડીમાં સપાયસે આભલામાં કોક ઉડી જાય સે.
રાફડામાં કોક જઇ ભરાયસે, પાણીમાં પડીને કોક નાહસે,
જોઇ એવું એવું હંધું રાજી રજી ખૂબ થાઉં,
હૌની હારે હળી મળી નાસી કૂદી ખૂબ ગાઉં. — મઝા૦

---

૨૩

મુબારક—અચ્છી અચ્છી કુંદી મીલે તુમકો એક બારી,
　　માંત હો તુમારી. —　　　　　　　અચ્છી૦
　　અબ મેં ઠાર કરદું પાર તુમકો એક આન યાર,
　　જબ મુબારક નામ હોવે આશકાર,
　　કીજે દિલ હુંસિઆરી.—　　　　અચ્છી૦



૨૪

મોહના—જૂલમ આ શો થયો અમપર થયાં દુઃખી બધાં સાથે,
　ગયાં સુખ સર્વ ક્યાં ઉડી પડી વિપત્તિ સહુ માંથે. —　જૂ૦
　પેલે જન્મે કીધાં પાપો હશે શાં શાં અમે હાથે ?
　કરી જેથી નજર કરડી અમોપર છે જગન્નાથે　　　જૂ૦
　રખડતી હું થઇ રાને દુઃખી છું કેદમાં નાથે;
　નથી આશા ફરી મળશું કદીપણ બેઉ સંગાથે.　　જૂ૦



૨૫

હીંબો—દીવાળીનો દનરે દીવાળીનો દન,
　　આજ સે મારે મનરે, દીવાળીનો દન.
　　માંડ સડયુંસે હાથે મારે આતું રૂડું રતન !
　　રમહું, જમહું, ભમહું, ગમહું કરીને મુજ જતનરે.—દીવાળી૦
　　મેનત જરીએ પડી નથીને નથી ખરચ્યું કંઈ ધન,
　　અમકે, મસકે, લટકે, સટકે આવી મનાવ્યું મનરે—દીવાળી૦



૨૬

રમા—બચાવી મુજને આપે બહુ ઉપકાર કીધો.
　　જીવ દેવા થયા તૈયાર ના વિચાર કીધો.
રાજ—દુઃખીને સાહ્ય થવા ક્ષત્રિય જન્મ આ પામ્યો,—
　　હણીને દુષ્ટને સફળ મેં આ અવતાર કીધો.
રમા—કરી હું શું શકું ! વાળી કદી અદલો એનો,
　　ખરો આભાર જે મુજપર શૂરા સરદાર કીધો.
રાજ—ઘટે ન માન ઘણું મેં નથી કીધું ઝાઝું,
　　બજાવ્યો ધર્મ એ ઉપકાર ના લગાર કીધો !

૨૭

**ચાંદ**—મજે ઉડાઉં મએં કરકે હલ્લા, વહવા ! વહવા ! વહવા ! વહવા ! !
ગોરે હમ દેખે ભાલે ! મજે ઉડાને વાલે,
બાવા હય કાલે કાલે, મચ્છરસે ડરને વાલે.
હય શકલ જયસી ચીનાઇ બિલ્લા—વાહવા૦
મુલકોમેં નામ કીયા.
લંડન અમેરીકા, ઔર કાસી, દખન હેદરાબાદ કરાંચી,
લખનઉ, દહેલી ઔર મથૂરા, સુરત, અમદાબાદ બડોદા.
દાદર, માહીમ ઔર બસાઇ. દમન, દહેણું ધુલ ઉડાઇ.
બલદાપુર, અમરતસર. પૂના, કલ્યાની કુરલા ઔર થાના.
જન્નતમે જાકર હું ઠાના:
દુશમનકો હાર કરૂં, તીરોંકી માર કરૂં.
પલમે ફિન્નાર કરૂં, લાખો ફિટકાર કરૂં;
દખાઉં ચટ ચટ જલેબી હલવા.—વહવારે.



૨૮

**ચાંદ**—હમ જવાન હમ જવાન કબી નહિ કિસ્સે ડરે,
હસતે ફિરે. ચમન કરે, અમનમેં રહે.
બાવા હર ફનમેં અધુરે હમે સબ લચ્છનો પૂરે,
કહો કયોં ઇસ્સે ડરૂં મય ?—હમ૦
બંદર જયસે બાવાજી, હમતો હય બડે ગુલજાર,
કહો કયોં ઇસ્સે ડરૂં મય ?—હમ૦



૨૯

**બીજ**—જગપતિ કરશે સાલ તારી—જગ૦
રચીને જગત સંધુ નિયમમાં રાખે;
શક્તિ અકલિત ધારી.—જગ૦
જેણે આપ્યો જન્મ તે કદી ન આપે દુઃખ,
દાંત દીધા તે ચાવણું દઇને ભાંગે ભૂખ.
રાખીને ભરાંસો પૂરો શરણે તું જઇ જો,
મળશે તુર્ત શાંતિ સારી.—જગ૦
પામે પીડા તું કદી તે છે તારી ભૂલ,

મ્હેનત વિણુ ક્યાંથી કહે મળે કદી પણ મુલ;
ધરીને તું હિમ્મત હૈયે કર કામ તારૂં.
લેશે ઇશ તો ઉગારી—જગ૦

—※—

૩૦

રમા—થયાં માત પિતા વેરી કરી જીંદગી મુઝ ઝેરી,—થયાં૦
લે છીનવી તે મુજ પાસેથી મુજ સુખનો આધાર.
ગણ્યો જેને મેં આપી પ્યાર, ખરો દિલદાર, એહૈયાહાર.—થયાં !
નાના એમ ન બને કદાપી, નહિ છોડું મુજ ટેક,
ભલે પડતાં દુઃખ અનેક મરી જઉં છેક પતિ એ એક—થયાં૦

—※—

૩૧

રમા—પ્યારા મારા ચરણુ સેવું હું તમારાં;
સેવી સ્વામી, શાંતિ પામી, દુઃખવામી હૃદયગામી;
થાઉં ખુશી, સાથ વસી એ માગુ છું—પ્યારા૦
હા કાં અત્રાવા
થયા તમે? કઠણુ મને, ન દો ચરણુ શરણુ મ્હને !—સેવી૦
કહો ના ન, અરજ ધ્યાન ધરી કાં ન પ્રાણુદાન
આપો નાથ દયા ધારી પ્રાણુ પ્યારી માનો નારી—સેવી૦

—※—

૩૨

રમા—કોને શરણે જાઉં હવે હું કરૂં હું કોની આશા ?
નસીબમાં છે એક લખેલી મારા ફક્ત નિરાશા;
રોઈ અમે રહી શું, જ્યાં સુધી જીવથી નહિં જઇશું.—રો૦

—※—

૩૩

રમા—નિર્ધાર એ કુમાર વિણુ નથી પ્રાણાધાર;—નિ૦
કરૂં બીજા પર પ્યાર, કેમ હું કદી લગાર ?
કરો શું વિના વિચાર, મુખથી એવો ઉચાર.—નિ૦
એકપર પ્રેમ ધારે, બીજાને વરી વિસારે,
એને માટે કહો ક્યારે. દુનિયાં સારૂં વિચારે;

અને સમજાજો ત્યારે, કેમ નીચ થયા આરે ?
છોડવો ધર્મ મારે ? પ્રભુજી નહીં ઉગારે;—નિ૦
ચુપ ! ચુપ ! ચુપ !
ડહાપણ નહિં ધર દોઢડાહી નહિ કર;
બન ના બહુ નિડર જા તું તારૂં કામ કર;
માતાને મનાવી કહે હઠ વધુ નહિં લહે,
સુખી થઉં જેમ હું કરે નહિં તેમ શું ?
ગમે તેમ થઇ જાય, બીજાને ન પરણાય,
છોડી બીજી આશા, બસ—જા જા.—ગમે.

---

૩૪

**મોહના**—મીઠી મીઠી નિંદર તો આવો તને થાઓ શાંતિ સારી–મી૦
ચિંતા સહુ દૂર થાઓ, થાક પાક ઉડી જાઓ,
હર્ષ દિલમાં સમાઓ, દુઃખ દે વિસારી—મીઠી૦
નિજતન સૂપુત્ર જેવી રક્ષા કરો દેવ દેવી,
બલા દૂર થાઓ એવી આશિષ ઉચારી.—મીઠી૦

૩૫

**મોહના**—જીવ બન નિડર હવે ધાર પૂરી હામ,
જોર એકઠું થઇ હાથમાં વસો જઇ,
પ્રાણ હું લઈ નીચ આ ગુલામ;
થશે ચૂકશું આ પૂરૂં તારૂં કામ.

---

## અંક ૩ જો.

૩૬

**મેવાડનું લશ્કર**—
સહુ શૂરમહીં ચકચૂર રહી ભરપૂર બતાવી જોર,
તીરો ભાલા ચમકાવી તોડો એ પાપીનો તોર.
આવી રહ્યો નિશ્ચય હવે જાલમનો જૂલમી દોર,
બસ હામ ધરી તુટો તેપર હવે નહિ ફાવેજ નઠોર.

૩૭

**[illegible]**—રોકો નહિ એજી સાહેબ અમને જાવા દો લડવા આવાર,

અધું લશ્કર—એ પાપી જાલમને પકડી કરીએ મારી ચુંદી પાર.
બીજ—નહિ ફાવે કંઇ જોર હવે પાપીના છળનું,
આવ્યું સમજો મ્હોત હવે તે નીચ સકળનું;
થાઓ શાંત શૂરવીર કામ નથી ઉતાવળનું,
કળથી કરીએ સર્વ ન ફાવે એકજ બળનું.
લુલો—નાજી થંડા થાને કદીએ બેઠા રહીશું નહિં લગાર.—એ૦
લુલો—ચ્હેલા ચાલો દોડા ઝટપટ, છોડા ગટપટ તોડા ખટપટ,
એની સાજી ટાંગ તોડો, એની સારી આંખ ફોડા.
એને કરો લુલો ખોડા, કાળું મોઢું માથે બોડા,
ચૂનો ઉપર ચોળો ચટપટ;
ચાંદ—ઘોડે સવાર હમ હય જનાબ;
અચ્છી હય ખબરદારી, કયોં ડરતે હો તુમ દો જવાબ !—ઘોડે૦
* * કરકે હોકેગે, * * કરકે રોકેગે
તીરો બરછી ઠોકેગે મત ફિક્ર કરો સરદાર.
પ્રધાન—સહુ છોડીને ભય, થઇ આનંદ મય, બોલો,
લશ્કર —મહારાજા વીરસિંહનો જય—જય—જય.

૩૮

વીર—થઇ દશા શી મારી આજ ! દુઃખે હુ હીજરાઉરે હાય !
કરૂં શુ કયાં જાઉં ! — થઇ૦
ગયાં સહુ રાજને મ્હેલો ગયાં સહુ દાસને દાસી,
ગયાં આનંદને સુખ હું થયોછું જેલનો વાસી,
ગુમાવ્યાં બાળકો બન્ને રહ્યોછું તેથી હું ત્રાસી,
ગઇ નારી ટળે શી રીતથી દિલમાંથી ઉદાસી !
નથી જતું ફાટી દિલ હાય ! મરણુ મનથી ચ્હાકિં નહિ થાય.—થ૦

૩૯

મોહના—શું કર્મ કથા કહું મારી; કેમ જીંદગી રાખું નઠારી ?
બની મ્હોત તણી અધિકારી, ન ખમાય-હા ચીરાય,
આ હૃદય કરતાં વાત, થશે મુજ ઘાત જખમથી કારી—શું૦
હાય તમોને પણુ ઠગી કરી ન લેશ વિચાર;
પ્રીતિમાં યોગી તણી પડવા થઈ તૈયાર.
જોકે પડી નથી એ પાપે, જોકે બચીછું આપ પ્રતાપે—નખ૦

... હતાં નોધારાં બે બાળ,

હું જાતા તેમને મને પ્રગટતી ઝાળ;

તરકટ કરી જુઠું તેપર મેં કર્યાં રઝળતાં આખર—નખ૦

બચાવી પાપી પાસથી કર્યાં બહુ ઉપકાર,

તે બાળુડા બીજપર અંતે ધારી ખાર;

જાણી જંગલમાં લાચાર, જીવ લેવા થઇ તૈયાર.—નખ૦

૪૦

**વીર**—દૂર થા દૂર થા જીવ લઇ નાસી જા.

ઉભો શું મુજ સામે તું ! પાપ તણું ફળ પામે તું—દૂર૦

ફાવ્યો કાળે કામેનું, હાર થઈશ આ હામે તું—દૂર૦

ખસ—જા—છટ—હટ, જીવતો હજી હું તુજને છોડું છું;

કરી તુજપર દયાની નજર.

છતાં નહિ સમજે તું, ચાખીશ આની મજે તું.

હતો એક તું ગુલામ, જ્યારે સત્તા આપી આમ;

થયો નિમકહરામ. કર્યું અંતે બૂરૂં કામ;

એવો દૈયે લાગી લ્હાય, માર્યે તને શાંત થાય,

બચવા હજી તું ચ્હાય. ન રહે ઉભો જરાય—દૂર૦

૪૧

**રમા**—સખી ખીલી ભાગ્ય દશા તારી,

પામી પતિ મનગમતો પ્યારી—સ૦

આધાટા આંબાની સાથે વિંટળાઈ ધરી વ્હાલ !

ફુલી ફાલી હર્ષ ઘેલડી મસ્ત થઇને મ્હાલ.—સ૦

કામળ કરમાતી એકલડી પડી હું નિરાધાર;

મુજ અભાગણી તણા કરમમાં હશે થુવર ભરથાર—સ૦

ચ્હાઉં આ સુંદર ચંપાને પણ ન શકું જઇ પાસ;

જુવે કોણ દુઃખ એ અંતરનું મરવું થઈ નિરાશ.—સ૦

૪૨

**રાજ**—આજ થઇ પ્રિયે આનંદ ધારા, પાર રહ્યો નહિ હર્ષનો મારા૦

**રમા**—રસીક વ્હાલા પ્રાણથી પ્યારા હૈયાતણા હાર આંખોના તારા;

ધાર્યા પતિ આજ પ્રેમે હું પામી;

**રાજ**—સાહ્ય થયા પ્રભુ અંતર્યામી.

**રમા**—ઇચ્છા પુરી સહુ દુઃખડાં વામી;

રાજ—આવ્યા રહ્યા હર્ષની લ્હેર જામી. , ૧૮
મળી લાડીલી !
રમા—હું પ્રેમઘેલી,
રાજ—રસ ભરી–
રમા—ને મધુરી–
ચંદ્ર જેવી સુરત કેવી !
રાજ—ઘટે ન એવી છુપાવી દેવી !
રમા—શું શરમાવો !
રાજ—કાં મન ભાવો ?—આ૦૪૦

૪૩

મોહના—પતિમારા પ્રાણથી પ્યારા આંખોના તારાને—
દુઃખિઆરા, તું કરનારા, થાતું કગારા દૂર—પતિ૦
કગાઇ ચડી હવે તારી નજરે મારીરે
દૂર દૂર દૂર
જુઠું જણાવે, ડોળ બતાવે, મને પટાવે.
ને ફોસલાવે. લાજ ન આવે. એમ શુ ફાવે દૂર–પતિ૦

૪૪

જાલમ—ગણે જુદાઇ પ્રાણ, બનો શીદ અણજાણ ?
મળી આનંદ લ્હાણ, ચાલ ચમન ઉડાવ
તું છે છબીલી નાર, હું રંગીલો ભરથાર,
બન્યુ જોડું નિરધાર મણિ કુંદન જડાવ.
હાંક માથાની વેણ, કાળી નાગ તણી ફેણ:
પ્યારો અણીઆળાં નેણ, જરા ધીરે નચાવ.
વાગ્યો કલેજે કારી ઘાવ, દુઃખદેણ ભારી:
જરા થા દયાળુ પ્યારી, મને મરતાં બચાવ.
જોયું જ્યારથી આ મુખ કામ આપે બહુ દુઃખ,
ગયો ચોરી મારૂં સુખ પ્રિયે પાછું અપાવ;
છું હું દાસ નિરાધાર, તું છે મારી સરદાર,
આવ ધસી ધરી પ્યાર, પ્રાણ ગળે લગાવ.

૪૫

મોહના—ભર ડગલું ન એકે સમજી રહે દૂર,
પરનારીપર કર તું નજર કેમ !

વધય ભરપૂર.

નાન, આગની ચિંતા ર

.તન ધન ટાળે,

. .કાળે કાં નાદાન !

કુમેજ કાં તું અંધ થાય. નરકમાં તુ કાં ફસા

૪૬

મોહના—
વીર— } દીનનાથ જરા ધ્યાન ધર આ અરજી અમારી,
દે પારે ઉતારી.

નહિ વાંકપર નજર તું કર અમ કેરા, મુરારિ લે ભવથી ઉગારી.
કયા નહિ સુકર્મ કંઇ ન ભક્તિ તમારી ! બુરી મતિ ધારી:
ન રાહ નીતિની ધરી કરી કે વિચારી ના બ્હીકે તમારી,
કીધા બહુ કુકર્મ પસ્તાઇએ હવે ભારી દો તાત નિવારી.
અ... ભૂલ દરગુજર કરો દિલે દયા ધારી લો પાપથી તારી

૪૭

સર્વ—જય જય જગત્રાતા હે પ્રભુ દાતા ત્રિભુવનના રચનાર,
વીર—આ રાજ-બીજ કુમાર
મોહના—મેળવ્યા આનંદ અપરંપાર.

( નાચ )

ચારાં—સૌ નાચી જય જય શબ્દ વધાવી થઇએ ખુશ અપાર,
તનાકીટિતક નાધા કીટિત તધાકીટિતક ધૈ તેધા કીટિતકથૈ-(૩)-અ.
ત્રાકીટ તાકીટ કીડધાકીડધા કીડધા કીટ ધાગે ધીન,
ધીન ધીના નાકીટ નાકીટ તાકીટ કિટધા કીટિતકધા—આ૦
તકકટ ધીધીકટ તક ધુમ દીનીકટ તકગીદીગીનધા
તધીન ગીદીગિન ધા ધા કીટીતક ગીદી ગિનધા-ર- આ૦
તત્રાન તક તક તક ધીગ તક તક ધીલાંગ તકથૈ,
ત્રાકીટ તાકીટ તક તક તક ધિગતક તત્રાન ત્રાન તીન તીગ.
તીગતા—આ૦



કો મુંબાઇ ગુજરાતં'

.લે મળશે, વી. પી. થા

રી.

ર.

સરી.

ના-ચંદ્ર.

૬ સ્નેહ-સરિતા.

૭ મેઘ-માલિની.

૮ આનંદ-લહરી.

૯ પ્રતાપ-લક્ષ્મી.

૧૦ કુલીન કાન્તા.

૧૧ હરિશ્ચંદ્ર.

૧૨ કનક-તારા.

૧૩ ફુલમાળા.

૧૪ ચંદા. ૧૫ શામજીજી

૧૬ મેવાડનો પ્રતાપચંદ્ર.

૧૭ દુઃખી ભાઈ બ્હેન.

૧૮ પ્રેમ કળા.

૧૯ માનસિંહ-અભયસિંહ.

૨૦ મૂળરાજ સોલંકી.

૨૧ સુંદર વેણી.

૨૨ રસિક મણિ.

૨૩ બારીસ્ટર.

૨૪ રામ ચરિત્ર.

૨૫ જયરાજ.

૨૬ પુષ્પસેન-પુષ્પાવતી.

૨૭ નૃસિંહાવતાર.

૨૮ તિલક કુમાર.

૨૯ કરણ ઘેલો.

૩૦ વીર મંડળ.

૩૧ મોહિની.

૩૨ ...

૩૩ અજબ કુમારી.

૩૪ નળ-દમયંતી.

૩૫ લલિતા દુઃખદર્શક.

૩૬ લક્ષાધિપતિનો રમણ.

૩૭ સંગતનો રંગ.

૩૮ દાગે હસરત.

૩૯ નેક અન્જામ

૪૦ જુગલ જુગારી

૪૧ નંદ બત્રીસી.

૪૨ નવલખા હીરજ

૪૩ ચંદ્રભાગા.

૪૪ વસંત-પ્રભા.

૪૫ સંગાતનો ફેર

૪૬ વિશ્વ લીલા.

૪૭ નીલમે કુદરત.

૪૮ કૃષ્ણ ચરિત્ર.

૪૯ દેવકન્યા.

૫૦ નવલ-કુસુમ.

૫૧ ખાનદાને ગુલ.

૫૨ રામ-રતન

૫૩ શકુન્તલા.

૫૪ ભદ્રાભામિની

૫૫ વિમળા.

૫૬ હાંસીથી હીરા.

૫૭ આ દેવી

૫૮ કનક કિશોરી.

૫૯ ગુમાન-તારા.

૬૦ નાગમતિ.

૬૧ જહુરી અંગુરતરી.

**બાપુલાલ બી. નાયક.**

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.